સંવત ૧૯૪૫ના ચૈત્ર સુદ ૬ ને શની વારે લાગેલી સુરતની મોટી

# આગનો ગરબો.

અથવા.

## (સુરત દુર્દશા ચિત્ર.)

રચીને પ્રસિદ્ધ કરનાર,
વિનોદોત્કર્ષક મંડળી

**સુરત**

"ધી રાઇઝીંગ સ્ટાર પ્રીન્ટીંગ પ્રેસ" માં મંગારામ આત્મારામે છાપ્યો.

સંવત ૧૯૪૫. સને ૧૮૮૯.
ચૈત્ર એપ્રિલ.

**કીમત એક આનો.**

## અત્યંત દુઃખદ!

## ચૈત્ર સુદ ૬ ને શનીવારે લાગેલી સુરતની મોટી આગનો ગરબો.

### સુરત શેહેરની નઠારી દશા.

( મારા પ્રેમ ચગોરે ફળી ફાગમાંજો એ રાગ. )

સુરત કહેવાતુ સોનાની સુરત આગળેજો,
હતા લાખોના શ્રીમંત બહુ તે સમેજો; સુરત ૧
ઘણા ધનથી ભરેલા હતા ભોંયરાજો,
હતા કીંમતી પોશાક વળી પોયસાજો. સુરત ૨
હતો અભિમાન રાગોને મનમાં સદાજો
નહી આફત આવે તે ધારતા કદીજો સુરત ૩
એવા શ્રીમંત જનોની થઇ શી દશાજો,
હાય ધુળ ફાકતા હાવે સઉ વસ્યાજો સુરત ૪
છતાં જીવતા મરેલા તે થઇ ગયા જો,
રેલ વન્હિના કોપથીતે તવૈઈ ગયા જો; સુરત ૫
આવી ત્રાણુકેરી આગને સઉ બળ્યા જો,
થયા કોરાને ફકડતા નરો નર્યા જો. સુરત ૬
પછી રેલ કેરૂં પુર આવ્યું જોસમાં જો,

ગયા તાણાઈ સઉ જળ-રોષમાં જો; સુરત ૭
ઘટયા પૈસાને ઘટયા જનો વેપારમાં જો,
તોયે ટકીને રહ્યા જરાતે વારમાં જો. સુરત ૮
વળી એટલું થતાંન બાકી રહ્યું જો,
ઓગણુ ચાળીશની રેલમાં પુરૂં થયું જો; સુરત ૯
તેથી રવડયા ઘણાક અંનના વિનાજો,
'હાય હાય 'આ પોકારની બની બિનાજો. સુરત ૧૦
વળી લાગી આજ પૂરઆગ હાલમાં જો,
નહીં પાર નુકશાનીનો આ કાળમાં જો; સુરત ૧૧
થયા ધૂળ ફાકતા નરો સઊ જતા જો.
તેઓ દુઃખથી મરેલ જીવતા છતાં જો. સુરત ૧૨
વે'છે આસુંકેરી ધાર બેઉ પાસથી જો,
થયા લાયરે! વિબુદ્ધ અત્યુદાસથી જો; સુરત ૧૩
આવે આગપાસે સામન કા'ડતા જો,
લઇ જઇને બીજે જગે તે ઘાલતા જો. સુરત ૧૪
વળી ત્યાંયે થતો વન્હિનો પ્રકાશ જો,
વળી માલતો ખસેડે, પૂરે પુર ત્રાસ જો; સુરત ૧૫
... ર સામન અથડાયા બહુ લોકના જો,
માંહીનાશ વળી કોકના જો. સુરત ૧૬
...ગી બાંધી ગાંસડા જો,

રખે આવે કે કાંઊની પછી પાંસરા જો; સુરત ૧૭
લાગી આગતો દશેક વાર દીનમાં જો,
થયો ધનનો ખુવાર ધન હિનમાં જો; સુરત ૧૮
લોકો આમથી તે આમ સૌ નાસતા જો,
દોડે ગાડા આમે આમ નહીં સાંસતા જો, સુરત ૧૯
કોઇ છોકરાને શોધે કોઇ બાપને જો,
કોઈ માલને સંભાલે વળી આપના જો; સુરત ૨૦
બહુ લોકતે દરવાજા બા'ર નાશીયા જો,
થયા લોકને વનેખા બહુ ત્રાસીયા જો, સુરત ૨૧
કોઇ પાડે બૂમ ફલાણાનું ઘર બળ્યું જો,
વળી કોઇ પાડે બૂમ આ શરૂ થયું જો; સુરત ૨૨
પડયો ધાસકો સઉને મન ત્રાસમાંજો,
હાય! થશે કેમ એમ તે ઉદાસમાંજો. સુરત ૨૩
પછી ઢોંગને ધતુરા કેરૂં ચાલીઉં જો,
માતા આવીને કહ્યું છે આમ હાલીઉં જો; સુરત ૨૪
ઘણા ધૂણીને ધુનારે ફાસલાવીયાજો,
આવા વે'મથી લોકોને ભમાવીયાજો. સુરત ૨૫
હોય ગમેતેમ કોપ, પણ ખરે ખરોજો,
હોય કૃત્રિમકે એશ્વરી મા…

નગીનદાસનો મુકામ, પણ બળી ગયો.
મંછારામ પરભુદાસ. તેના છએક ઘરને ત્રાસ
આગે પામ્યા તે વિનાશ, ખાંડ વાળા જે.
જોશ પાનનું ભારી, નહીં ચાલે ટીકી વારી;
૨૩ આંસુએ નર નારી, થરથર ધ્રુજતા.
પછી ભાગોળની પાસે, મળી બીજી આગ વિનાશે;
કરી હાય હાય સૌ નાસે, બહુ ત્રાસથી.
પછી ભાજી વાળી ખાંચે, ઘાંચી હાટ બળ્યોછે આંચે
અને કંસારાની સાથે, પછી ઓળ લીધી
ગોળ ખજૂરની દૂકાન, તેના પાછલડા મકાન;
આગે લીધેલા પીછાન, ભાગોળ સુધીના.
વળી ઘાંચી કેરા હાટ તેનો વળી ગયોછે ડાટ;
ચાલ્યા ત્યાં તો સડસડાટ, સામન બળી જતા.
વળી સામેના મકાન, તે પણ લીધેલા નિદાન;
નહીં મુકેલા તું જાણ, સુખડીઆને.
પાછળ ગળીઆરાના બાર, તે પણ લીધેલા તેવાર
પાણ માર્યાથી ગળીમાર, તેથી અટકી રહ્યું.
આવી રીતે પૂર ત્રાસ, આવી આગે કીધો નાશ.
તે તો ફેલાયું તે પાસ, લીમડા ચોકમાં,

## સાખી

લીમડા ચોકે આવીયું, બહુ બહુ આપી ત્રાસ.
પાર નહીં નુકશાનનો, કીધા રંક વિનાશ.

## બરાબ પુરી રાગ.

કીધા રંકવિનાશ અપાર, પડે આસુંડાની ધાર;
કેમ રોવાય અપાર, દુઃખ ભારી ઘણું.
લીમડા ચોકે તો શીપાઇ લેનો કેરા આવ્યા ધાઇ.
વળી પડતર જગા કાંઇ તેથી બંધ પડયું.
સઊ ગળીયાળીના દ્વાર, બળ્યા તે થયા નીરાધાર
પાડે આસુંડા અપાર, રડારૂટ થઇ.
જેની ત્રણે પાસે આગ, ઘરો બળ્યાછે અથાગ;
એવો ગળીયારાનો ભાગ, વચ્ચે બચી ગયો.

## ઓધવજી સંદેશો કેહેજો શાંમને એ રાહ.

આશોરે ગજબ! આશું થઇ ગયું!
ભડકે બળતી ગોળવાળાની પોળજો;
ઝપાટે લીધી દકાળ પોળને,
વિગરે લીધી સામા સામી પોળજો. આશો૦
રૂવાળાનો ટેકરો પુરો થયો

ત્યાંથી ચાલી હરીપૂરા વાસજો;
વડ સુધી ઠેઠ તે પોંચી ગઇ
રહ્યા આડ અને બાર વાસજો. આશો૦ ૨
સોમોટી હવેલીઓ મુકયા પછી
રહ્યું પાણીનું પુરજોશ જો;
વધવા ન પામી ત્યાંથી આગળે
લાલભાઇથી ઉતર્યો શોગજો. આશો૦ ૩
કંસારા સાળગ્યારે દેખું આમતો
લિધો સામે કાપડનો બજારજો,
પારસી શેરીને પુરી ફરી
લીધો ઘાંચી શેરીનો ઠારજો. આશો૦ ૪
ત્રીભોવન વકીલ જે કહેવતા
તેનું ઘર થયું છે સફાઇજો
નાસા નાસી લોકો કરે
કંઇ કંઇ આવે પોતે ધાઇજો. આશો૦ ૫
વાડીમાંથી અલ્લાયાની
ઝડપ્યું માળી ફળીઉં ધારજો.
દેહેરં રે લીધું દાદા સાહેબનું
અટક્યું તલકેશ્વર દારજો. આશો૦ ૬

## ગરબી

( મોહોલે પધારો માહારાજ મણીધર એ રાહ. )

લાગી ભયંકર આગ, ગુણીજન લાગી ભયંકર આગ;
નહીનાસવાનો શુભલાગ, ગુણીજન લાગીભયંકર આગ;

સાખીઓ.

રાણીતલાવ છોડ્યું નહીં, લાગ્યું ઘરતો એક;
બારીક સમય આવો નહીં, બીજે ગણું વિશેક; લાગી૦ ૧
દાદા સાહેબના દેરાંથકી રહ્યા પાંચેક ડાર;
તેપછીનું એક બળીગયું, અજાયબી દેનાર. લાગી૦ ૨
ટાવરની પાસે ગઇ, દાળીયા શેરી પાસ;
જ્વાળ સૌના ઊંચા થયા, અધિકો વાધ્યો ત્રાસ. લાગી૦ ૩
પાણ............દાસથી. બચી ગઇ શેરી એક;
રૂપીઆ ખરચ્યાં સાતશેં. ધન એ નરનો ટેક. લાગી૦ ૪
ઘર બળીયા પોતા તણા, તો પણ ના દરકાર;
ધન્ય પુરૂષ એ માંતને, કીધો પરોપકાર. લાગી૦ ૫
લાગેલી નહી કો સમે, એવી મોટી આગ;
તાણું ની જોડી થઇ, થયું નુકસાન અથાગ. લાગી૦ ૬
લોકો થયા સૌ બાવરાં, સુઝે નહીં કંઇ કામ;
ને હો હા થઇ રહ્યું, ભય ભિત આખું ગામ. લાગી૦ ૭

ત્રણ દિવસ સુતું નથી, જંપ ધરીને કોઇ;
એક પતે કે બૂમ પડે, વળી આગતો હુઇ. લાગી૦ ૮
કોપગણો કે જે ગણો, પણ આ જબરૂં કામ;
પેટ ભરી ખાધું નથી, દે'શત લોક તમામ. લાગી૦ ૯
હજી એથી પતીયું નહીં, લાગી બીજે દિન;
બીના આપું છું તેહની, મરી ગયા બહુ દીન. લાગી૦ ૧૦

## બીજા દિવસની આગો

ખુરાન પુરી રાગ

તારીખ સાતમીને રવીવાર, થયા બારેક સુમાર;
બળ્યા ત્રેંસડને બાર, સલાબત-પુરામાં.
પછી વાગ્યો જ્યારે એક, બળ્યું હોર-વાડમાં નેક;
ફક્ત ઝુંપડું તો એક, ગયું બળી તહાં.
પછી ત્રણ થયા જ્યારે, સગરામપુરે ત્યારે;
બધા ઘર ગયા તેવારે, ભંડારીવાડામાં.
પણ પવન પછી ફરીઆ, જેથી રૂસ્તમપરે દડિઆ;
ઘર દશ બાળીને વળીઆ, આતસ બેરામજી.
વળી તેજ વખતે બીજી, આગ લાગી ગણું સીધી;
નવસારી ભાગોળ લીધી, છએક ઘર બળ્યા

## સાખી

છએક ઘર બળી ગયા, બહુ બહુ વરત્યો કેર
કોપ કોપ સૌ કો કહે, આપે ઇશ્વર મે'ર.

રાગ બુરાનપુરી.

તારીખ આઠ અને સોમવાર, મંચેરપુરામાં તું ધાર
કોચલા વાડને વિચાર, ત્યાં તો લાગી ખરી.
પછી ચારેક ને સુમારે, ગોપીપરામાં વિચારે;
ઘર પાસે તું તો ધારે, કીરપા દાજી ના.
જેવી લીધી પાંખ કોર, આવ્યા લોકો કાંડી દોડ
આપ્યું ઓજારોએ જોર, તેથી અટકી પડયું.

**સાખી**

અટક્યું આ સારી જગે, નહીતર વાળત દાટ;
ત્રાણું-ની ભુલાવતે, બનતે એવો ઘાટ.

---

આગ લાગેલા વખતે લોકોની ગભરામણ તથા દુઃખ.

સખી આવીયો કારતક માસ કે એ રાગ

ત્રાણ બંબા બળ્યા આગ માંહી, જોતાં જોતામાં;
પીપ ગયા વીશેક ફુંકાઈ થયાં તે નોતામાં.
પછી છ તો મસીંદો ફુકાંઈ, આગના ભપકાથી;
એક હોરો મુવો છે બફાઈ, ઝાળના ઝબકાથી.
લોકો આમથી નાસે આમ, ત્યાં પણ આગ મળે;
ત્યારે જાયતે બીજે ઠામ જરા કાંઈ શાંતી વળે.
પડયા ગામ તણી સૌ બા'ર, સાથરે સાથ થઈ;
જાણે અજાણ્યું કોઈ ચાર, જાયછે સંઘ કઈ.
ચાલે આંસુડાની ધાર, શરિર ભુમિ ઉપરે; દું-

થાય મૃત્યુનો અવતાર, કારી ઘા તે ખરખરે.
નથી રે'તું ખાવા ભાન, નથી પે'રવા તણું;
જાય કાછડી નીકળી બે ભાન, જોર શું તે તણું.
કોઈ રસ્તામાં અથડાય, કૂટે કોઈ છાતી ઘાણી;
કોઈ કરતો હાય! હાય! જોવાય ન તેની ભણી.

શું તેને થોડું દુઃખ! હાય ન વરણાયે.
થયું ઘડીમાં વીલું મુખ, શું આ સે'વાયે.
રળી જીંદગી સુધી પાઈ, પાઈ ભેગી કરી;
હવે તે જોતામાં ફુંકાઈ, શું લાગે જરી તરી!!!

જે દેતા પોતે દાન, લેવા વારો આવીઓ;
કોપ કર્યો શીદ ભગવાન, દાવાનળ લાવીયો,
બાળ બચાવો પિતાય, ટળવળી ચાલીઆ;
નહીં અન્નને પાણી સા'ય, શું દૈવે નડાવીયા?

તેમાં રેલવે જેવો પંથ, પડ્યાપર પાટુ કરે;
મુકી સ્પેશ્યલ કેરો સંચ, બમણું ભાડું હરે.
આવ્યો નવમીએ ગવરનર, લોકો જોવાને;
થયો દુઃખી ખરેખર, લાગ્યો રોવાને;
નહી સુધરાઇ ખાતે ઢંગ, રંગ વધ્યો ઘણોજો;
ચાલ્યા તપાસવા ઘર રંગ, ભંગ ઘરો તણોજો.
શું કમીશનરનું કામ, ડામ કર્યા ભલારે;
તે ઇચ્છે નહીં તમામ, પાછી પાની કરોરે!
ઇશમાલ કાજી જેહ, શેર બશેરીયારે;
ખરે નામજ લેતા તેહ, કામ નહીં કરેરે.

આ'વા આ'વા ઢંગ, મ્યુનીસીપાલ તણા;
ફાંગા બંબા રંગ! પછી તેમાં શાની મણા!

**સાખી**

શાની મણા પછી રહે, વન્હિ પડતા તેલ;
ઝબક થાય જબુકડો, તેમજ હાલ બનેલ!!

પછી તારીખ ૧૦ મીની રાતે વાડી ફળીઆમાં આગ લાગી હતી, પણ ઇશ્વર કૃપાથી તરતજ નાશ પામી હતી.

---

## સુરતની આગ વિષે પરગામી માણસોની હાલત.

**ગરબો.**

પડી પરગામે બૂમ, હાય! સુરત તો બળીયું;
મચી રેલવે ધૂમ, લોક આવવા નીકળીયું.
ઊપરા ઉપરી તાર, મુંબઇથી ત્યાં આવ્યાં,
લીધા પે'લા તાર, વળી બીજા છે આવ્યાં.

મુંબઇમાં બહુ લોક, તાર ઑફીસમાં મળિયાં;
થઇ ભીચડા ભીચ, જાય નવ માણસ કળિયાં.
નાન પુરાનો તાર, બંધતો તાર બળ્યાથી;
વળી બીજીએ બંધ, આગતો પાસ રહ્યાથી.
તરત રેલવે તાર, સમાચારો છે લીધા;
**શાંતી** કેરી વાત, ન આવે, લોકો બીધા.
પાડી મૂકી બૂમ, સ્પેશ્યલ ગાડી કાજે;
ગાર્ડ વધ્યો તે ઠાર, કમાણી કરવા કાજે.

બમાવ્યું ઠરાવી નૂર, શૂરથી રેલ ચલાવી;
જરા ન રાખી મે'ર, આખડા જોતા આવી.
વાધ્યો સઉને ત્રાસ, દેશ–પરદેશે ભારી;
થઇ સુરતની ખરે–ખરી આ દશા નઠારી.
મુખમાં સૌને વાત, ત્રણ દિવસ ગુજરાતે;
ઘણાક મળવા કાજ, ગયા પોતાની જાતે.
ચાલ્યુ ટ્રેનનું કામ, ઠીક કમાણી કીધી;
લોકોને અવઘડ, બેસવા જગા ન સીધી.
થાય સીંધુમાં જેમ, ભરતી પાણીની તાજી;
ત્યમ સુરતમાં થઇ, લોકની ગીરદી ઝાઝી.
ગયું ગયું પણ હતું, સુરતમાં કાંઇ રહેલું;
હવે પુરૂં તે થયું, સાથરે સાથ બનેલું.

## સાખી

નુકસાન તો ભારી થયું, સાચે અડધો ક્રોડ;
હાય! વદતા મુખ થકી, ક્યમ ના નીકળે કો'ડ.!!

---

## મુંબઈ શેહેરના શેઠીઆઓની કંગાળ થયેલા સુરતીઓ ઉપર સખાવત.

### બરાનપુરી રાગ.

મુંબઇ શેહેર તણા શાહુકાર, થયલો તમારો ઉપકાર;
જ્યાં છે આફત સમાચાર, સુરત શે'ર સમા.
પ્રથમ મોટી આવી રેલ, તેમાં આપે કીધી મે'ર;
તમારૂં આભારી આ શે'ર, જે છે રંક થયું.

હતો અસલ જ્યાં વેપાર, તે તો હવે નીરાધાર;
તમો જેવા સરદાર, થી કાંઇક હજી.
સદા આશ્રય ઇચ્છો આપ, એવી દાનેશ્વરની છાપ;
કરી પરકારજ અમાપ, આપ લઇ લીએ.
તમે આપોછો આધાર, તેમ આપજો આધાર;
એથી ખુશીરે કીરતાર, આપ ઉપર થશે.
કાંતો પારસી–મુસલમાન, અથવા ભાટીઆ ધનવાન;
આપે નીરાશ્રીતને દાન, તે તો સુખી થશે.
અરે ઓ! જગતનાથ, રંકો કહીએ જોડી હાથ;
તેતો સુખી રહો સૌ સાથ, પુર્ણ હૃદય થકિ.

## સાખી

પૂર્ણ હૃદય થી ઇચ્છીએ, થાઓ તેને સુખ;
દૂર થજો સૌ તેહના, દૂર–દશાદિ દુઃખ.

---

## સુરત શેહરના વે'મથી ચગડોળે ચઢેલા લોકો

( બકરી બાઇનો બેટડો.—એ રાહ. )

વે'મે લોક વીંટઇ રહ્યા, ચાલે વાતડી આજે;
નવરાતરો કરતા નથી, માતા શાંતી કાજે.
તેને કોપ તેથી ચઢયો, બધે સળગાવી મુકે;
ત્યાર વિના આવું ના બને, કોઇ દી ભુલ ચુકે.
પણ રે વિચાર કરો મને, સઉ ઠામે ન થાયે;
ત્યાં ન બળે ને આ જગે, શાને કારણ લાં'ચે.
અમનેતો આમ લાગતું, હશે કાકડા મુકતા;

ખરૂં ખોટું તો હરી જાણે, રખે બોલતા ચુકતા.
માતા આવે સૌ દીલમાં, પછી ધૂણવા માંડે;
ભોળાને ભરમાવતા, ઊંધે પંથે ચડા'વે.
આજે માતાએ આમ-કહ્યું, કાલે ફલાણું લાગે;
કંઈ જુઠું કંઈ ખરૂં પડે, ક્યમ સત્ય તે લાગે.
માતાજ બોલે જો કદી. કેમ જુઠું પડે તે;
ઝાંઝવા કેશ જળી મહી, સૌ ભૂલા ભમે છે.
ગરબા ગાય છે નારીઓ, જાણે કોપ સમાવે.
લાલચુ માતા શું અરે! ગરબે રાજી થાવે.
શેરીએ શેરીએ માતની, જય જય બોલાયે;
હોમ હવન શરૂ કર્યાં, જાણે ધટવાને લા'હે.
કોઈ કહે મંત્રો હવે, અશુદ્ધ છે બનેલા;
તેવા મંત્રે ક્યમ ડરે, માતાજી ઉકળેલા.
ચાલી ટીપો બો'લા મંહી, ગજા માફક ભરતા;
ખીજવડાવવાથી લોકના, અણ-સમજુ ડરતા.
એક ઇશ્વર સૌ કો કહે, પરમ મુકિતને કાજે;
શાને માતા બીજા પ્રભુ, ગણવાનો આજે.
શુદ્ધ ઉપાયને શોધવો, અન્ય કારણ ત્યાગી;
હોય હરામ ખોરો કદા, ઘાલો કેદમાં ઝાલી.

## સુરત શેહેરના ઉદ્ધારાર્થે પ્રભુ પ્રાર્થના

ગીરધારીરે. એ- રાહ.

સુરત શેહેરની રે, દશા થઈછે નઠારી.
શુભ કરોની રે, સુરતનું આપ વિચારી. સુરત૦
એને રેલ તણો ભય ભારી,

લક્ષ્મી વિણ બન્યું લાચારી;
જઈ મુંબઈ વસ્યા છે વેપારી- સુરત૦ ૨
અહીં વેપાર નામે કંઈ નહીં,
લોકો અથડાતા જહીં તહીં;
આવા આવા દુઃખડાછે ભારી- સુરત૦ ૩
કાંઈ વેપાર શે'રમાં આવે,
કાંઈ લોકો ઊધમને સા'વે:
એવા કામે આપ સ'ાય ભારી- સુરત૦ ૪
માતા તાપીજી કોપ સમાવે,
વન્હી ભાઈ ન આવે;
દહીએ રંક, કરો કીરતારી- સુરત૦ ૫
સઉ રંક જોડી હાથ કહીએ,
હરી આપે મે'ર અમે લઈએ;
નંદ-લાલ ભજો નર નારી- સુરત૦ ૬

**આ તેશું?** વસંત તિલકા વૃત.

લંકા હતી સુરત શું કહું ભસ્મ થૈ તે,
કાંતો અરે ત્રિપુર નેત્ર ખુલી ગયું કે;
કાંતો ચ'ડ્યા, હિસત આતસ સ્વાર થૈ ને,
કાંતો બળી સુરત સ્વપ્ન દિસે મને એ.
કાંતો હશે સુરત-માત વિચાર કીધો,
ખાલી થઈ સકળ માંસ રૂધિર ખોયો;
જાણું હવે જીવિત માહરૂં વ્યર્થ ભ્રાત!
તેથી કરી કરતિ સૂરત આપઘાત!!

સમાપ્ત.